શ્રી ગણેશાયનમઃ

# શ્રી વિશ્વવિજય નાટક મંડળી.

ભારત વિજય. **દિવ્ય—યોગીની** ભારત વિજય.

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

---


લેખક.

બદામી. મગનલાલ હીરાલાલ

(સુરત.)





પ્રકાશક

શ્રી વિશ્વવિજય નાટક મંડળી—સુરત.

---

વિક્રમાર્ક ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૨

પ્રથમાવૃત્તિ પ્રત. ૧૦૦૦.

કિંમત રૂ. ૦-૪-૦

છપાવી પ્રસિધ્ધ કરનાર—શા. ગમનલાલ હીરાલાલ બદામી.

પ્રસિધ્ધ કરવાનું ઠેકાણું—વાડીફળીઆ પગથીઆશેરી—સુરત.

સુરત-ચોટાના પુલઉપર આવેલા "સુરત સિટિ" પ્રીન્ટીંગ

પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું,

# કર્તાના બે બોલ.

મ્હારા હૃદયમાં અલ્પ કવિત્વ શક્તિના ઝરણાને ઉત્પન્ન કરનાર તે પરમકૃપાળુ પરમાત્માનો અને આ અલ્પ લેખીનીના પ્રથમ પ્રયાસને વિશુધ્ધ સ્નેહે ઉત્તેજન અર્પનાર મારા પ્રિય સહાધ્યાયીઓનો હું અત્રે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

ભાઇશ્રી. કૃષ્ણલાલ પ્રેમાશંકર વૈદ.
,, છોટાલાલ દુર્લભદાસ સોની.
,, કાન્તિલાલ નગીનદાસ મરચંટ.
શુભાકાંક્ષી બંદાઓના સવિનય પ્રણામ.

# નાટકનો પૂર્વ વૃતાન્ત.



આ કાલ્પનિક નાટકમાં પૂર્વ ભારતસમ્રાટ રાજા વિરસેન ધાર્મિક ને પ્રભુભકત હોવાથી તેને શ્રીકૃષ્ણ પરમાત્મા સ્હાય હતા. તેનો મોટો બંધુ રાજ્યાસન ન મળવાથી યોગી થઇ જાય છે અને થોડા વર્ષે રાજ્યલાલસા ઉત્પન્ન થવાથી વિરસેનને મારી નાખે છે. અને પોતાની પુત્રીને વિકાળસિંહ નામના સેવકને મારી નાખવા આપે છે, જેને તે વિષયી સેવક વેશ્યા ગ્રહે વેચે છે. ને પુત્રીની સાથે પિતાનો પ્રેમ લગાડે છે. વિરસેનનો મોટો પુત્ર યુવરાજ વિરવિરંજય પિતાના ખુનથી ગાંડો થઇ. સરોવર કિનારે નિદ્રા લે છે. જ્યાં તેને સ્વપ્નામાં પિતાના મરણનો ચિતાર ખડો થાય છે. નાટ્ય પ્રવાહ અહીંથી શરૂ થાય છે.



# દિવ્ય યોગીની

પાત્ર. પરિચય.

શ્રીકૃષ્ણ—ભક્તોધ્ધારક ભગવાન.
વિરસેન—યોગી વિકટાનંદને હાથે દગાથી મરાયલો ધર્મિષ્ટ રાજા.
વિરવિરંજય—ભારતસમ્રાટ વિરસેનનો ધર્મનિષ્ટ પિતૃભક્ત યુવરાજ.
સુમનસિંહ—વિરવિરંજયનો લઘુ બંધુ.
નારસિંહ—વફાદાર દિવાન.
કુટિલસિંહ—વફાદાર સેનાપતિ (પાછળથી બેવફા)
કનકસેન—દિવાન નારસિંહનો દારૂડીયો પુત્ર (પાછળથી શુરવિર સ્વદેશભક્ત)
વિકટાનંદ—વિરંજયનો યોગી થએલો કાકો (સાધુ કે શયતાન)
વિકાળસિંહ }
કંટકસેન } કનકના દારૂડીયા મિત્રો (વિકટાનંદના સેવકો)
છેલશંકર—દેવાદાર વકિલ.
ખુશાલદાસ ખિસ્કોલી—વકિલનો મવાલી મિત્ર.
જગલો—મસ્કરો અઝામ વકિલનો નોકર.

# સ્ત્રી પાત્રો

કનકપ્રભા—વિરવિરંજયની સુશીલ અર્ધાંગના મહારાણી.

સુહાસીની—સુમનસિંહની સાધ્વી રાણી.

પ્રિયલતા—સેનાપતિ કુટિલસીંહની પવિત્ર પત્ની.

ચંદ્રમાળા—વેશ્યા. વિકટાનંદની પ્રથમ પુત્રી પાછળથી.
દિવ્ય-યોગીની

કપિલા—વકિલની ફેશનેબલ પત્ની.

ચંદન—ખુશાલની નવી પ્રપંચી શેઠાણી.

સિવાય સુત્રધાર, બાળાઓ, સખીઓ, દાસ દાસીઓ, સિપાઇયો ધોબી, મોચી, ગાંધી, કણીઓ, ઘાંચી, બૈરા વગેરે વગેરે.

॥ શ્રી ગણેશાય નમઃ ॥
શ્રી સરસ્વત્યૈ નમઃ

ભારતવિજય **દિવ્ય—યોગીની** ભારતવિજય

# નાટકની પ્રવેશવાર ટુંક હકીકત



## મંગળાચરણ વસ્તુસુચન.

ઇશ્વરસ્તવન.

# પ્રથમ અંક

---

**પ્રવેશ ૧ લો.** સરોવર કિનારો—પિતાના મૃત્યુનો શોક કરતાં કરતાં વિરવિરજયનું સરોવર કાંઠે નિદ્રાધિન થવું. સરોવરમાંથી તેનાં પિતાનું સ્વપ્નમા દર્શન કુરયોગી વિકટાનંદનું આવવું. વિષમિશ્રિત પ્રસાદી આપી જવું. વિરસેનનું તે ખાતાં મરણ શ્રીકૃષ્ણ પરમાત્મા દર્શન અદ્રશ્ય. સ્વપ્ન પૂર્ણ. સ્વપ્ન ભ્રાન્તિમાં દોડવા જતાં વિરજયનું પાછુ ફરવું. વેરની વસુલાત લેવા ભિષ્મ પ્રતિજ્ઞા. કનક પ્રભા આગમન પતિપત્નિ ભેટ. આકાશવાણી.

**પ્રવેશ ૨ જો.**—દિવાનનો મહેલ. નારસિંહના દારૂડીયા પુત્ર માટે શોકાતુર ત્યાં કંટકને વિકાળ સહીત કનકનું આવવું. પિતા પુત્ર સંવાદ. પુત્ર હસ્તે પિતા કેદ સાધ્વી બાળા કળાવતીથી સમજાવટ ઇનકાર. બાળાની ઇશ્વર સ્તુતિ. કનકની કટારથી શ્રીકૃષ્ણ વડે બચાવ. કનક પલાયન બાળાને આશિર્વાદ.

૪

પ્રવેશ ૩ જો.—સુમનસિંહનો શૃંગારભુવન. સુહાસીની તથા સખીઓનો વિનોદ. ત્યાં સુમનનું આવવું. દંપતિ પ્રેમ. સેનાપતિ કુટિલસિંહનું આવવું. પાછીથી પ્રિયલતાનું આવવું. સાધ્વીઓનો પતિઓને શુભાશિર્વાદ. ત્યાં યોગી વિકટાનંદનું સિપાઇઓ સહીત આવવું. સુહાસીની બેભાન. પ્રિયલતાનું નાસી જવું. તકરાર. સુમન સુહાસીની તથા કુટિલસિંહનું પકડાવું. સિપાઇઓનું આવવું. નિર્દોષ પર ગોળીબ્હાર કતલ લઈ જવાં

પ્રવેશ ૪ થો.—વકિલનું ઘર. કપિલાને વકિલ છેલશંકર, નવા જમાનાનો નવરંગી બહાર. જગલાની મશ્કરી તથા હાસ્યવિનોદ.

પ્રવેશ ૫ મો.—વેસ્યા ચંદ્રભાગાનો રંગમહેલ. ચંદ્રભાગાના મહેલમાં દિવાનપુત્ર કનકસેનનું તેના સાથી કંટક તથા વિકાળ સહિત આવવું. ગાનતાન સાથે દારૂને યથેચ્છ માન. યોગી વિકટાનંદનું આવવું. દિવાન નારસિંહને પોતાના સ્વાધિનમાં સોંપી તેનું ખુન કરવા કનકને ઉશ્કેરવો. ધમકી કનકની કબુલાતને જવું. વિકટાનંદને ચંદ્રભાગા. પિતાપુત્રી મહારાજા મહારાણી. રંગરાગ.

પ્રવેશ ૬ ઠો.—વકિલની ઓફિસ. વકિલાતથી કંટાળેલો છેલશંકર, જગલાનો પ્રવેશ. અઝામની અકકલ, ને દેવાનો લીલામ !

પ્રવેશ ૭ મો.—કનકપ્રભાનો વિનોદ ભુવન. સખીઓ સાથે વિનોદમગ્ન કનકપ્રભાનું કુસુંમમાળા બનાવવા જવું. ત્યાં દિવાના વિરવિરંજયનું આવવું. દેવીની છબી આગળ ક્રોધાવેશમાં આપઘાત. કનકપ્રભાનું કલ્પાંત. પતિની પાછળ મરવા જતાં શ્રીકૃષ્ણ ભગવાનથી

પતિનું જીવતદાન. પ્રભુ અતરધ્યાન નવજીવન મિલન.

પ્રવેશ ૮ મો.—ખુશાલ ખિસ્કોલીનું ઘર. નવી પત્નીથી કંટા-ળેલો ખુશાલ ખિસ્કોલી. જગલાનું આવવું. બાયડીનો લીલામ કરવાની અક્કલ આપતાં પાછળથી ચંદનનું આવવું. ખુશાલદાસને ઉઠબેસ કરાવવી જગલાનો વિનોદ.

પ્રવેશ ૯ મો.—ભયંકર કારાગ્રહ. રાજકુમાર સુમનસિંહ સેનાપતિ કુટિલસિંહ તથા સુહાસીની કેદમાં. સેનાપતિના બેવશ થવાના વિચાર. ત્યા યોગી વિકટાનંદનું આવવું. સુહાસીની પર બદદાનત. સતીનો ઇનકાર કુટિલનું બેવફા થઇ વિકટાનંદને મળી જવું તેની સાધ્વી પત્ની પ્રિયલતાનું આવવું. પતિ પત્નિનો વાદ-વિવાદ પતિની સ્વામે તરવાર. વિરાંગના કનકપ્રભાથી સુમન સુહા-સીની તથા પ્રિયલતાનો બચાવ.

ટેબ્લો.

---

# દ્વિતિય અંક.

---

પ્રવેશ ૧ લો.— દેવીચંડિકાનું મંદિર. વિકટાનંદના વિચાર ત્યાં વેશ્યા ચંદ્રભાગાનું આવવું. વિકટાનંદે તેને મહારાણી થવાની લાલચ બનાવી વિર વિરંજયનું ખુન કરવા મોકલવી. કંટકસેનનું આવવું જીવતાં લગી વેર લેવા પ્રતિજ્ઞા લેવડાવવી. કનકનું દિવાન નારસિંહને લઇ આવવું. વિકટાનંદ તથા દિવાનનો વાદવિવાદ.

વિકટાનંદે કનકને તેના પિતાનું ખુન કરવા કહેવું. નારસિંહનો પુત્ર અરે ધિક્કાર કનકનો નકાર ! કારનો બહિષ્કાર ! ક્રોધિત યોગી વિકટાનંદની સમશેરથી વિરાગના કનકપ્રભા વડે બચાવ. (ટ્રાન્સફર.) મૂર્તિના બેભાગ. કનકપ્રભાના દર્શન. સ્વર્ગ મૃત્યુને પાતાળના દેખાવ.

પ્રવેશ ૨ જો.—ખુશાલનું ઘર. ખુશાલની પત્ની ચંદનનો પ્રપંચ ! જગલાને પોતાને બદલે ચંદન બનાવી ! પોતે જગલો બનવા જગલાને લાલચ આપવી જવું ખુશાલે ચંદનનાં વેશમાં જગલાની હરાજી કરવી. વકિલે પોતાની બાયડી કપિલા અને સઘળી માલ મિલકત લખી આપી લઇ જવી. વકિલની બાયડી કપિલા મળવાના વિચારથી ખુશાલનો આનંદ.

પ્રવેશ ૩ જો.—કનકસેનનો મહેલ. કનકના મિત્ર વિકાળસિંહનું સુહાસીનીને ઉપાડી જવા ભૂલથી કનકના ઘરમાં આવવું. ભીંત કુદીને જતા વિરંજયનું આવી પહોંચવું. ઝપાઝપી વિરંજયને હાથે વિકાળ ઠાર કનકનું આવવું વિકાળે મરતાં મરતાં વેશ્યા ચંદ્રભાગાનો ભેદ ખોલવો કનકનો તે સાંભળી શોક સાધ્વી કળાવતિથી આશ્વાસન જવું યોગી વિકટાનંદની આજ્ઞાથી કનકને તેડવા એવકા સેનાપતિ કુટિલસિંહનું આવવું ઝપાઝપી કુટિલનું માર્યો જવું. સાધ્વી પ્રિયલતાએ સ્વામના શબને લઇ જવું.

પ્રવેશ ૪થો વકિલનું ઘર.

વકિલનું આવવું. ખુશાલને ઠગવા માટે જગલાના વેશમાં આવેલી ચંદનને ખરી ચંદન ધારી કપિલાનો પોશાક પહેરી આવવા પ્રપંચ

યોગીનીની કટાર દયા માટે વિકટાનંદના કાલાવાલા ચંદ્રભાગાએ વિકટાનંદને મારી નાખવા જતાં શ્રીકૃષ્ણભગવાન-પ્રગટ દર્શન. (સીન ટ્રાન્સફર) પાપી પલાયન વેશ્યા ઉધ્ધાર દિવ્ય-યોગીનીને આશિષ! અદ્રશ્ય વિરવિજયનું આવવું પ્રભુની સ્તુતિ આપઘાતની તૈયારી ત્યાં શ્રીકૃષ્ણથી બચાવ (સીન ટ્રાન્સફર) દેવ એવા પિતૃનો દેખાવ. ભારત વિજયની આશિષ વિરંજય......મૂર્છાગત—નિરાશ

ભલે હોય રાયકે રાણા ભલે બાળક ભલે મોટા.
પણ માબાપની સેવા વિનાના વૈભવો ખોટા.

માતૃરૂણ પિતૃરૂણ કરજ ભરતાં નહિ વળશે
સુકૃત્યો વિણ હિંદીઓ સુશીલ માબાપ નહીં મળશે

સુપુત્રો હિંદના નામથી કરજ કિંચીત અદા થાશે
પ્રસન્ન થાશે પિતામાતા વિજય ભારત તણો થાશે

નાઇડુ શ્રીમતિ સરોજની સાથે દેવી ચૌધરાણી
થજે તું દેવી સરલાસમ અલૌકિક દિવ્ય યોગીની.

પ્રચારી હિંદમાં ભકિત...મહતા દેશ સેવાની
વિજય ભારત તણો કરવા...થજે તું દિવ્ય યોગીની

હિંદ પુત્રોની તું-મા ખરેખર હિંદ દેવીની
વિજય ભારત તણો કરજે અરે ઓ દિવ્ય યોગીની

---

# ૃતિય—અંક

---

**પ્રવેશ ૧લો** સ્મશાન

પ્રિયલતાનું સતી થવું. સુમન તથા સુહાસીનીને સતીમાતાના સુભાશિર્વાદ જવું. સયતાન સાધુ વિકટાનંદનું આવવું પાપીના પાપ મય વિચાર વિરંજયનું આવવું. સિંહનો શિકાર દેખતાં વિરંજયની તકરાર ભયકર યુધ્ધ વિરંજયને હાથે વિકટાનંદ ઠાર પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી યાને ભારતનો વિજય

**પ્રવશ ૨** કનકપ્રભાની વિનોદ વાટિકા.

કનકપ્રભાને સખીઓ ભારતનો વિજય ઇચ્છનારી બાળાઓના દેશગાન વિરવિરંજયનું આવવું. યોગીના મરણની ખબર યોગીની ચંદ્રભાગાની કર્મકથા દિવ્ય—યોગીની કે વેશ્યા ચંદ્રભાગા મીલન ભેટ

**પ્રવેશ ૩** દિવાનનું શયનગૃહ

કનકની પિતૃભક્તિ. કંટકનું આવવું. કનકનું નિદ્રા લેવા જવું વિરંજયધારીને કંટકે ઉંઘતા નારસિંહનું ખુન કરવું કનકનું ચીસ સાંભળી આવી પહોંચવું પિતાનું મરણ જોઇ કલ્પાંત કંટકને સમજાવવો ન માનતાં લડાઈ કરવી કનકપ્રભાનું આવવું. નાસ્તિક કટકને ઇશ્વરની પ્રતિતિ (સીનટ્રાન્સફર) ચૌદબ્રહ્માંડમાં સ્વર્ગમાં કૃષ્ણ દર્શન. કંટકનો આપઘાત.

ઉપકારપર અપકાર કરવો એ નીચનું કર્મ છે.
અપકાર પર ઉપકાર કરવો એજ વિરનો ધર્મ છે.

**પ્રવેશ ૪ થો.**—પુરાધનું ઘર. પુરાધસ્તોતે ઠગવાને બનાવવી ઘુમટો કાઢી નાખતા પોતાનીજ બાયડી ચંદનને તેને અલાયબ થવું. ત્યાં વકિલનું કપિલા સાથે આવવું તકરાર દર્પણનો સ્ફોટ જગતાનું આવવું ગોટાળો ખુલ્લો છેવટ આનંદ.

**પ્રવેશ ૫ મો.**—દિવાનનાં મહેલનો સ્મરણસ્તંભ. દિવ્ય યોગીનીનો ભારત પુત્રોને ઉપદેશ કનકનું આવવું. દિવાનના ખુનથી ઘેલા થઇ કલ્પાંત કરવું. આપઘાત કરવા જતાં દિવ્ય યોગીનીનું આવવું. સ્મરણસ્તંભ પરનો શિલા લેખ વાંચી સંભળાવવો. કનકે આભાર દર્શાવવો (સીનટ્રાન્સફર) સ્તંભના બે ભાગ. શેષનાગથી છત્ર ધરાતા શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન ! ચમત્કારી માયા (સીનટ્રાન્સફર) વિરંજયનો દરબાર સર્વેનું મીલન.

આનંદ...આનંદ...આનંદ...શાન્તિ ! શાન્તિ ! શાન્તિ.

---

# દિવ્ય યોગીની.

---

## મંગળાચરણ.

ઇશ્વરસ્તવન                    વસ્તુસૂચન.

## અંક ૧ લો.

---

સુત્રધાર                    (૧)

પ્રભુપદ સૌથી શ્રેષ્ટ જગતમાં જ્ઞાન થકી ગમ થાય,
વાણી થકી એ નવ વર્ણાએ અંતરથીજ જણાય.....પ્રભુપદ
ઋષિ મુનીઓ અતિ મથ્યા પણ પાર કદી પામ્યા નથી
નેતિ નેતિ કહી સર્વ વિરામ્યા શ્રેષ્ટ થકી કો શ્રેષ્ટ નથી
જ્ઞાન યોગથી તિમિર નસાડે તોજ રળે જગમાંય....પ્રભુપદ
આ વિશ્વમાં જે વ્યોમ તેનું કોથી માપ થયું નથી
તારા ગ્રહોના સમુહ તેની ગણુતી કોથી થઈ નથી
વિશ્વેશ્વરની વ્યોમ રચના જોઈ મન ચકીતજ થાય....પ્રભુપદ

બાળાઓ                    (૨)

ધન્ય ધન્ય એ ઇશ સૃષ્ટિના ભક્તાધિન ભગવાન (૨)
ધરે સૌ દિવ્ય મૂર્તિનું ધ્યાન....ધન્ય ધન્ય

ન્યાય તોળાતો એક પલ્લવે રાય રંક ધનવાન (૨)
સદાચારી કે દુરાચારી સૌ એને દ્વાર સમાન
સહુને સરખું ત્યાં સન્માન....ધન્ય ધન્ય
સો ટચના સોનાની પારખ કરવા વિશ્વ પાષાણ (૨)
બનાવીને બેઠા આંકે છે શ્રી પ્રભુ ચતુરસુજાણ
નથી અન્યાયનું નામ નિશાન....ધન્ય ધન્ય

**વિરવિરજય.** (૩)

સમય પલટાય છે જ્યારે બધું પલટાઈ જાયે છે,
બની ધર્મિ ધુતારા સૌ જગતને ધુતી ખાયે છે.
બનેછે સાધુઓ શયતાન યોગીઓ બને ભોગી,
બને છે પુત્ર કુપુત્રો પિતાનું શિર કાપે છે.
જમાનો તે ગયો જુનો હવે નવયુગ આવ્યો છે,
ન મળતાં ન્યાય પણ પૂરાં ગરીબો તો છુંદાયે છે.
સંબંધી હોય હરકોઇ પિતા માતા સગો ભ્રાતા,
ખરે સૌ લક્ષ્મિને માટે ગળે ખંજર ચલાવે છે.

**સુહાસીની.** (૪)

વહાલાને કંઠેરે....પુષ્પ તણી આ માળા (૨)
શોભશે છબિલા છોગાળા........પુષ્પ તણી.
ચરણમમ કંઈકંઇ ધુજે છે, મન મહીં એ મૂર્તિ વસે છે (૨)
કુસુમમાળા આરે........કંઠે જવાને કરે છે.

પુષ્પો કરે અવનવા....ચાળારે....પુષ્પ તણી.
હૃદય અતી આતુર બને છેઅશાન્તિ હંમેશાં દીલમાં વસેછે (૨)
પ્રેમી પુષ્પો વિકસીત થઈને....પરિમલ પ્રસરાવે છે,
થઈ છું છેક અધિરી બાળારે....પુષ્પ તણી.

**સુમન.** (૫)

ભોળવાઈ મેના ફસાઈરે, કેવી ભોળી મેના ફસાઈ
નાના કહેતી પાસ આવીને....હાથે કરી સપડાઇ....ભોળવાઇ

**સુહાસીની.**—મેં જાણ્યું કે પુલ કરમાશે તેથી સહેજે મનાઇ
ઠગારાની ઠગ વિદ્યામાં છેવટ ભોળી ફસાઇ....ભોળવાઈ
છોડો ઠગારા કેડો હવે તો લુચ્ચાઈથી ભરમાઈ
હું જાણું કે સ્વામિ ભોળા પણ હું એમાં ઠગાઇ
........................ઠગારા છેવટ ભોળી ઠગાઈ....ભોળવાઇ

**સુહાસીની.** (૬)

વિજય કરી આવજો (૨) પધારજો આવજો
કીર્તિ વધારજો (૨) શત્રુ સંહારજો (૨)....વિજય કરી
સત્ય નીતિ શાન્તિ ઉર નેકી સંગ રાખજો (૨)
મોહ માયા ત્યાગજો (૨) રે'મ દીલ રાખજો (૨)
પિયુ આવજો....વિજય....
પુષ્પમાળ કંકુ તિલક વિજય ચિન્હ માનજો (૨)
નિમકહલાલ વિજયતાના અક્ષત સોહાવજો....વિજય....

ભગીનીને બોલાવજો (૨) બંધુ પ્રેમ રાખજો (૨)
તમે આવજો પધારજો....વિજય....

કપિલા. (૭)

હું તો વકિલની નાર મા'રા રોફનો નહિ પાર
પાંઢડે પાણી પીવડાવું કરાવું નમસ્કાર....હું તો
ફેશનેબલ ડ્રેસ પ્હેરી જાવું રોજ બજાર
મન ગમતા કોઇ મીસ્ટર સાથે કરૂ આનંદ અપાર....હું તો
બેસ કહું તો બેસે તુર્તજ ઉઠ કહું તો રેડી.
કંઇક કેટલા ડ્રેસ જોઇએ અપટુડેટ હું લેડી
એવો મા'રો ચમત્કાર....હું તો

વકિલ—જગલો (૮)

ચક્કર ચક્કર ચક્કર તમામ ધંધા ચક્કર
પણ પ્લીડરનો ધંધો સૌથી ચક્કરમાં પણ ચક્કર
છે એન્જીનમાં પણ ચક્કર....ઘોડા ગાડીમાં ચક્કર
ખાવાનામાં પણ ચક્કર....આ દુનિયા સઘળી ચક્કર
વકિલ—વ્હાલી....નસીબ મારૂં ચક્કર મગજ મારૂં ચક્કર
જગલો—સાહેબ....સઘળે દેખો છો ચક્કર પણ શેઠાણી છે ફક્કડ

ચંદ્રભાગા. (૯)

રસિયો ભોગી કોઇ આવોરે....આવો (૨)
હેત પ્રીતથી પ્રેમ કરાવો....આવો

મધુકર ભોગી ભમરકો' આવી....રસરંગે ભિંજાવો
જોબનપુષ્પની પરિમલ લેવા હૃદય મંદિર પધારો....આવો
વસંત ઋતુ સુશોભિત ઝળકી કેતકીનો ટહુકારો
મયુરો સૂણી સઘ અહીં પધારે યૌવનતાનો લ્હાવો....આવો

કનક–કંટક–વિફાળ. (૧૦)

વાહવાહ....દારૂદારૂદારૂ દુનિયામાં એક દારૂ
પ્યારામાં પણ જે પ્યારૂં સારામાં સૌથી સારૂં
તે એક દારૂદારૂ...વાહવાહ
અકારૂં અંધારૂં એના વિણુ જીવનખારૂં
દેવોને દુર્લભ દારૂ શોખીનના મન હરનારૂ
તે એક દારૂદારૂ...વાહવાહ
જીભે અમૃત સીંચનારૂં અક્ષય મોક્ષ એ દેનારૂં
બળ બુદ્ધિ પ્રગટાવનારૂ શાન્તિ સુખ જેથી ધારૂ
તે એક દારૂ દારૂ...વાહવાહ

શિષ્યા (૧૧)

ઘેલી થઇ ઘેલી થઇ કા'ન કનૈયા ઘેલી થઇ
બંસી બજાવી ત્હેં....દિવાની બનાવી ત્હેં
મોરલીના નાદે ઘેલી કરી....ઘેલી થઇ
નિંદમેં મેં હુતિ બંસી બજાઇ આંખો પળમે ખુલાઇ
કા'ન તા'રી મોરલીના મધુર અવાજે....ગોપી થઇ......

બંસી ત્હારી આકર્ષિ રહી
સાસા સાહેલી મદઘેલી થઇ...ઘેલી થઇ

**વકિલ–જગલો** (૧૨)

લીલામ લીલામ લીલામ દેવાનું છે લીલામ
બીટ બોલો વ્હેલો તે પ્હેલો સમજ્યા મહેરબાન
જગલો—વકિલ સાહેબ સલામ બંડાનું દયો ઇનામ
વકિલ—.........જુના જોડા કુરબાન–લીલામ.
જગલો—યાદ રાખજો વકિલ અઝામ જગલો મારૂ નામ.
વકિલ—મુનીમ મા'રા રીસાતો નહિ જો આ
નીકલનો અડધો ઇનામ
જગલો—છટ જોઇએ નહિ એ દામ—લીલામ

**કનકપ્રભા** (૧૩)

હે......સખી ચાલ્યો ગયો રીસાઇ ગયો પ્રેમ ઘેલો ચંદ્ર
છુપાઈ ગયો (૨)
ઘેલી ચકોરીના કોમળ ઉરમાં ઉર્મિ અનેરી જગાવી ગયો.
રે....મુખડું સુંદર બતાવી ગયો....ચાલ્યો
મુખની કાન્તિથી મધુરા વચનેથી...(૨)
ચપળ ચક્ષુથી લટકાળી ચાલેથી....(૨)
મમચિતડું લોભે લોભાવી ગયો...ચાલ્યો.
ભાન મમ ભૂલાવી ગયો નયને લલચાવી ગયો...(૨)

મોહબાણુ મારી ગયો પ્રેમી ક્યાં સંતાઇ ગયો...(૨)
નિજ મોહક મૂર્તિની પ્રભાથી........ઘેલી દિવાની
બનાવી ગયો....ચાલ્યો

કનકપ્રભા. (૧૪)

હે દીનબંધુ સ્હાય કરો
સ્વામી ગયા નીજ દાસીને છોડી ઉર લેશ વિચાર નકર્યો.
જળથી વિખુટી માછલી મરશે પતિ હીન દેહ રહયો
આંસુ સરે દીલ દાઝ ધરો...હે દીનબંધુ
ફુલનો હાર ગુંથ્યો તો હોંસે વહાલા વિણુ કરમાઇ જશે
રવિ કિરણોના અભાવે સૂર્ય મુખી નિસ્તેજ થશે,
દિન અબળાને આશરો તા'રો...હે દીનબધુ
**સાખી**—પતિદેવ પતિ પ્રભુ પતિ સહુ પતિ પત્નિનું સુકાન
અર્ધાંગના નૌકાને કાંઠે લઇ જાઓ ભગવાન
સહુ સમજી સંસાર તરો...હે દીનબંધુ

**ખુશાલ** (૧૫)

જોયો સુધરેલાનો સાર
**જગલો**–નવી શેઠાણીનો બા'ર
ઇંગ્લીશ ભણતરનો ચમકાર
**ખુશાલ**–ગોટઢેમ નમસ્કાર....જોયો
એનો અપટુડેટ શણુગાર જાણે જેન્ટલમૅનની નાર
**જગલો**–ઘરના ધણીને શાખે ધાકે ધન્ય એનો અવતાર
પૂરી પતિવ્રતા આ નાર....જોયો

# અંક ૨ જો.

---

કેનકુસેન (૧૬)

જન્મી જેણે જગે શુદ્ધ સ્નેહે કહ્યું નહિ ભારત દેશ હમારો છે
જીવ્યો કે નજીવ્યો ભલી ભાર્તભૂમે વૃથા તે જનનો જન્મારો છે
ધનધાન્ય દીધું અંગ મોટું કીધું અતિ સ્નેહ
ધરી તને મોટો કર્યો
ભૂલીએ સધળું બદલો ન દીધો થયું શું અવતાર ધર્યો ન ધર્યો
પહેરી ખાદી કંથા છોડી પ્રાણ પર્વો દેશ છુટો કરવાને
ગુલામીમાંથી
પડે બળતી ચિતામાં યાહોમ કરી ધન્યધન્ય જગે જીવનારો છે
મ્હારો દેશ ભારત મ્હારી હિંદભૂમી અમે હિંદુ મુસલમીન
એક છીએ
નિજ દેશ માટે શિર બાજુ મૂકે સાચો હિન્દનો પુત્ર થનારો છે

ચંદન(જગલો) (૧૭)

વાહવા આનંદ આનંદ
ચંદન ધારી મુખડું જોવા આશા રાખી મન
ઓકાવીશું આવે ત્યારે લટકમટકથી ધન
પછી બંડાને છે આનંદ....વાહવા
નખરાળી નારી જાણીને થઇ જાશે તનમન

ઘુંઘટપટ ખોલીને કરતાં બંડાનું દર્શન
વકિલ થઇ જાશે બહુ પ્રસન્ન...વાહવા
ખુશાલજી પણ કરવા ખાતરી હોંસ રાખીને વળશે
આજકાલના હિન્દુસ્તાનમાં મિસીસ કપિલા મળશે
ચંદનને જયાં નિરખશે...વાહવા

વિરવિરંજય. (૧૮)

લલાટે લખ્યા લેખ નહિ ટળે ચિત તું શીદને ચિંતા કરે
વિધિના લખ્યા પ્રમાણે મળે....ચિત.
લખાયલું જો જીવન લાંબુ દીલ ચાહેતે કરે....
પણ તેથી ટુંકું નહિ થાયે કોઈ કાળે નહિ મરે....
કદાપિ કોટી ઉપાયો કરે....ચિત.

એ ધણીને. ધાર્યો મનસુબો બ્રહ્માથી નવ ફરે
જીવન મરણ સહુ એને હસ્તક એ ધારે તે કરે.
શીદ હું પણ તું મનમાં ધરે....ચિત.
થાવાનું તે નિશ્ચે થાશે શીદમન ઉદ્વેગ ધરે....
કોઇથી ફેર પડે નહિ એમાં શાને ભય તું ધરે....
લખેલું ભાગ્ય કદી નહિ ફરે...ચિત.

દવ્ય–યોગીની (૧૯)

સંસાર માયા ત્યાગી રે...સુખે હરિ ભજની રે
કાયા રૂપી કુંભ કાચો અફળાતાં ફૂટી જાશે

કાચી માટીનું મકાન તા'રૂં પળમાં તૂટી જાશે રે.
થઈ વેરાગી રે....સુખે
રમત ગમતમાં જીવન તા'રૂં આખું એળે જાશે.
કાળ ઝપટ જબ શીર લાગશે આંખે આંસુ થાશે રે.
પ્રભુ સ્નેહ લગાડી રે....સુખે

**દિવ્ય—યોગીની** (૨૦)

પોપટ તન પિંજર છે નહિ ત્હારૂ. અંતે ઉડી જવું પરબારૂં
પરાધિન તે આપ સ્વાધિન તું માની બેઠો મ્હારૂં
ક્યાંથી આવ્યો ક્યાંથી લાવ્યો તે સમજે તો સારૂં....પોપટ.
હાડમાંસ રૂધીર દુર્ગંધી નરક સમાન નઠારૂં
કાંચન મય માનીને બેઠો એવડું શું અંધારૂં....પોપટ.
પળમાં એ પડનારૂં પણ છે....ભવસાગરનું બા'રૂં
કેશવ કારીગર ઘડનારો પળે પળે સંભારૂં....પોપટ.



# અંક ૩.

**કેનકેમલા.** (૨૧)

જગતમાં જન્મ્યું એ નકી જાય પૂણ્યપાપ અગાડી થાય....
સત્ય વિના સહુ વ્યર્થ સમજવું....સત્યે શ્રી હરી સ્હાય
ઈશ્વરની કૃતિ અકળ જણાતિ...કોઈથી નવ કળાય....જગતમાં

સુંદર હીરો વિણુ પારખથી અંધારે અથડાય
સદ્દગુરૂ હાથે ભકિત સરાણે ચઢતાં મૂલ અંકાય....જગતમાં

**સાખી.** જેટલા તારા ગગનમાં....તેટલા શત્રુ હોય....
કૃપા એક અવિનાશની....જખ મારે સૌ કોય....

**કનક પ્રભા-સાખીઓ.** (૨૨)

કહો બધા ભારત વાસી ભારતનો જયજયકાર
થજો તેમ વળી દેશ હિતેચ્છુ આર્ય હિન્દ પરિવાર....કહો

**સાખી.** દેશી વિદેશી પુષ્પ જયમ....એકત્ર વસતા બાગમાં
દેશી વિદેશી ભારતીઓ તેમ વસજો રાષ્ટ્રમાં
સંગે રહી સંપે વસી....જો કાર્ય થાશે સહુમતે
પરતંત્રતાથી છુટશો અંત વિજયતા ભારતે
શાંતિ સંપથી રહો બંધુઓ ભારતના નિરધાર
વિજય થયો ભારતનો આજે આનંદોત્સવસાર....કહો

**દિવ્ય-યોગીની.** (૨૩)

અરે જીવ જોની વિચારી રે....વલે શી થાશે તા'રી રે;
મુરખ-મન જો વિચારી રે....વલે.
અમૂલ્ય દેહ તુજ વ્યર્થ ગયો પણ ભજ્યા નહિ ત્રિપુરારી.
માયા બંધનમાં લપટાઇ વાણી હરિ-ન ઉચ્ચારી....અરે જીવ

મુરખ મનડાં કાંઇ ન સમજ્યો રાચી રહ્યો સંગ નારી
જાણ્યું નહિ પણ નારી તા'રી સાથ નહિ આનારી....અરે જીવ
પુત્ર પુત્રી ભગીની બંધુ તું જાણે મુજ બેલી
મા'રૂં તા'રૂં મિથ્યા સમજ તું અંતે હૈ સૌ ઠેલી....અરે જીવ
સહુથી વ્હાલી ઘર ધણિઆણી તે પણ અંતે સ્વાર્થી
માટે જીવ સ્મરીલે સત્વર શ્રી હરિ જે બીન સ્વાર્થી....અરે જીવ

**શ્રીકૃષ્ણ** (૨૪)

વૃથા જન્મ જીવન આ જગમાં સ્વપ્નવત સઘળો સંસાર
કોણ તમારૂ તમે કોણના કોણ પિતુ માતા પરિવાર
ઉતમ કરણી વિના મળે નહિ આ અવનીમાં અનુપમ દેહ
સર્વોતમ પદ પામ્યા તોશું ? વિરા ભૂલશો પ્રભુનો સ્નેહ-વૃથા
સુખની આશા ધરો નહિ દુઃખ દેણી મરડાના મુખ
કૃષ્ણ ભક્તિમાં રાચો વીરા સદા નહિ રહે સુખકે દુઃખ-વૃથા
અમૂલ્ય જીવન નવ વૃથા ગુમાવો સ્વારથમાં થાતા નહિ અંધ
દેશ ઉન્નતિ ! ધર્મ ઉન્નતિ થાવા કરજો સર્વ પ્રબંધ-વૃથા

**વકિલ-ખુશાલ-જગલો** (૨૫)

ગોટાળો નંબર વન.....ખન્ ખનનન ખન્
શિર ઝુકાવે સૌજન સ્ત્રીચરિત્ર ને ધનધન....ગોટાળો
વકિલ—હેડી બે હોંસે લાવ્યો કાવત્રામાં પણ ફાવ્યો
એક જગલો હેઠે આવ્યો....અંતે નસીબમાં વન....ગોટાળો

ખુશાલ—પીસ ચેન્જ કરવા ધાર્યો હોંસે કપિલા લાવ્યો
સ્ત્રી ચરિત્રથી છેતરાયો અંતે નસીબમાં નનૂ....ગોટાળો
જગલો—કહું બંડાની હુશીયારી...કે બન્ને મેનનો નારી
ગોટાળો કીધો ભારી...ધેટ ઇઝ માઈ બલીહારી.
આજ કાલના હિંદુસ્તાનમાં અઝામ ધંધો નંબર વન...ગોટાળો

દિવ્ય—યોગીની. (૨૬)

અભાગી જો જરા જાગી વખત આ જાય છે ચાલી
શરીર વાડી તણા પુષ્પો...ખીલી કરમાય છે માળી
ન કાયમ કોઇની સ્થિતિ હંમેશાં એક રહેવાની
સુખી આજે દુઃખી કાલે હંમેશાં એમ થાવાની
અરે સંસાર આ ઘેલો દુઃખોથી છે ભરેલો—આ
મુઝાઇ મોહમાં જીવો બિચારા નિત્ય ઝુરે હા !
રહો શું મોહમાં રાચી યુવાની પલકમાં ચાલી
તમે આવ્યા ઉઘાડે હસ્તને જાનાર છો ખાલી

કનકસેન (૨૭)

કહેજો કનક આ દિવાનો થયો
દિવાનો હતો તે ત્યાગી ગયો....કહેજો
પિતામરણથી ઘેલો થઇને શાન્તિ નિકેતન ધામ ગયો
પાપ પૂણ્ય બે પુસ્તક લઇને અપરાધિ ન્યાય મંદિર ગયો
સહુને છેવટ સંભારી ગયો....કહેજો

મ્હેલમાળા પરિવાર પુત્રોને અંતે પ્રણામ કહાવી ગ
ક્ષણ ભંગુર સંસાર છોડીને અક્ષય દિવ્ય ધામ ગયો
આપઘાત કર્યો ક્ષમા ઉચ્ચર્યો....કહેજો

**દિવ્ય–યોગીની.** (૨૮)

પરિબ્રહ્મને પરખ્યા વિનાની જીંદગી શુમ થાય છે.
વળી શ્રી હરિના સ્મરણ વિણ મિથ્યા વખત સહુ જાય૦
આ જગતમાં રામ રટતાં મોક્ષ ધામ જવાય છે.
પાપી પિશાચી આપઘાતી ચોરાશી લક્ષ ભટકાય છે

**શ્રીકૃષ્ણ** (૨૯)

પૃથ્વી વિષે પરમાર્થને ધરનાર પુરૂષો રાકશે
સન્તિઓ અને સન્મિત્રના શુભ ધર્મ મનમાં રાખશે.
નીજ ધર્મમા વર્તિ વિવેકે સત્યવાણી ભાખશે
ત્યારે જશે પરતંત્રતા સ્વતંત્રતા હિંદ પામશે
ભારત વિષે સ્વદેશ ભકિત પૂર્ણ રીતે જાગશે
નીતિ શાંતિ એકયતા હૃદયમાં ઉત્પન્ન થશે
કુસંપને વૈરભાવ મુકી ભ્રાતૃભાવ વધારશે.
ત્યારે થશે સ્વાધિન સ્વયં ભારત વિજયને પામશે

ૐ! શાન્તિ શાન્તિ ! શાન્તિ !

**( સમાપ્ત. )**